ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ, ગાંધીનગરના પત્ર-ક્રમાંક
જીસીઈઆરટી / સી એન્ડ ઈ / ૨૦૧૪ / ૨૨૨૨, તા. ૩-૨-૨૦૧૪-થી મંજૂર

શિક્ષક અને વાલી માટે અલગથી
શિક્ષક-આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે,
જેનો ઉપયોગ અવશ્ય કરશો.

## ગુજરાતી-પર્યાવરણ

# કલ્લોલ

## ધોરણ ૨

## (દ્વિતીય સત્ર)



### પ્રતિજ્ઞાપત્ર

ભારત મારો દેશ છે.
બધાં ભારતીયો મારાં ભાઈબહેન છે.
હું મારા દેશને ચાહું છું અને તેના સમૃદ્ધ અને
વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.
હું સદાય તેને લાયક બનવા પ્રયત્ન કરીશ.
હું મારાં માતાપિતા, શિક્ષકો અને વડીલો પ્રત્યે આદર રાખીશ
અને દરેક જણ સાથે સભ્યતાથી વર્તીશ.
હું મારા દેશ અને દેશબાંધવોને મારી નિષ્ઠા અર્પું છું.
તેમના કલ્યાણ અને સમૃદ્ધિમાં જ મારું સુખ રહ્યું છે.

**રાજ્ય સરકારની વિનામૂલ્યે યોજના હેઠળનું પુસ્તક**

વિદ્યાર્થીનું નામ : ____________________

શાળાનું નામ : ____________________

વર્ગ : ____________ રોલ નંબર : ____________




ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ
'વિદ્યાયન', સેક્ટર ૧૦-એ, ગાંધીનગર - ૩૮૨૦૧૦

**લેખન-સંપાદન (SRG)**

શ્રી યાહ્યા સપાટવાલા
શ્રી ભાવેશ પંડ્યા
શ્રી રાકેશ પટેલ
શ્રી કેતન વ્યાસ
શ્રી સોનુ ગોહેલ
શ્રી હર્ષવી પટેલ
શ્રી રાધા યાદવ
શ્રી રમેશ ઠક્કર

**સમીક્ષા**

ડૉ. યોગેન્દ્ર વ્યાસ
ડૉ. રમેશ આ. ઓઝા
ડૉ. સંતોષ દેવકર
ડૉ. બળવતંભાઈ તેજાણી
શ્રી જગમાલ જી. પાવરા
શ્રી પ્રકાશચંદ્ર વ. પરમાર
શ્રી અશ્વિનસિંહ એલ. સોલંકી

**સંયોજન**

ડૉ. કમલેશ. એન. પરમાર
(વિષય-સંયોજક : હિન્દી)

**ચિત્રાંકન**

શિલ્પ ગ્રાફિક્સ

**નિર્માણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : શૈક્ષણિક)

**મુદ્રણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : ઉત્પાદન)

## પ્રસ્તાવના

NCF-2005 તેમજ RTE-2009ને ધ્યાનમાં રાખીને દેશમાં પ્રાથમિક શિક્ષણનાં અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તકો તેમજ સમગ્ર શિક્ષણ-પ્રક્રિયામાં બદલાવ થઈ રહ્યો છે. આ બદલાવ મુખ્યત્વે જે-તે વિષયો તેમજ શિક્ષણ-પ્રક્રિયા સંદર્ભે આપણી સમજ અંગેનો છે. બાળકની સર્જનશીલતા, વિચારશક્તિ, તર્કશક્તિ અને પૃથક્કરણ કરવાની આવડત વિકસે એ આ અભ્યાસક્રમનો મુખ્ય હેતુ છે. આ અભિગમને ધ્યાનમાં રાખીને જી.સી.ઈ.આર.ટી., ગાંધીનગર દ્વારા તૈયાર કરવામાં આવેલ ધોરણ ૨નું કલ્લોલ (ગુજરાતી - પર્યાવરણ, દ્વિતીય સત્ર) પ્રસ્તુત પાઠ્યપુસ્તક વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓ સમક્ષ રજૂ કરતાં મંડળ આનંદ અનુભવે છે.

નવા અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તક-નિર્માણની સમગ્ર પ્રક્રિયામાં IGNUS-erg ટીમના સભ્યોએ સતત માર્ગદર્શન આપતા રહીને સ્ટેટ રિસોર્સ ગ્રૂપના સભ્યોને સજ્જ બનાવ્યા છે. UNICEFનો સહયોગ પણ આ આખી પ્રક્રિયા દરમિયાન મળ્યો છે. જે-તે વિષયના કોર ગ્રૂપના સભ્યોએ પણ વખતોવખત સહયોગ આપ્યો છે.

આ પાઠ્યપુસ્તકનો સમગ્ર રાજ્યમાં અમલ કરતાં અગાઉ પસંદગીની શાળાઓમાં ત્રણ વર્ષ માટે અજમાયશી ધોરણે મૂકવામાં આવેલ હતું. તે દરમિયાન વિદ્યાર્થીઓને વર્ગમાં શિખવાડતી વખતે જે-જે અનુભવો થયા તેનાં વ્યાપક તારણો, ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ દ્વારા પ્રાપ્ત કરવામાં આવ્યા અને તે મુજબ સુધારા-વધારા કરવામાં આવ્યા છે.

આ પાઠ્યપુસ્તકના સમગ્ર રાજ્યવ્યાપી અમલ પૂર્વે પાઠ્યપુસ્તક મંડળ દ્વારા આમંત્રિત વિષય-નિષ્ણાતો અને પાઠ્યપુસ્તક તૈયાર કરનાર જી.સી.ઈ.આર.ટી.ના નિષ્ણાતોની સંયુક્ત બેઠક બોલાવીને તેઓનાં સૂચનોને ધ્યાનમાં લઈને આ પાઠ્યપુસ્તકને અંતિમ સ્વરૂપ આપવામાં આવેલ છે.

પ્રસ્તુત પાઠ્યપુસ્તકને ગુણવત્તાયુક્ત તથા બાળભોગ્ય બનાવવા માટે પૂરતી જહેમત ઉઠાવી છે. તેના ચતુરંગી સ્વરૂપ દ્વારા બાળકો હોંશે હોંશે તેનો ઉપયોગ કરે એવું લક્ષ્ય રાખવામાં આવ્યું છે.

આ પાઠ્યપુસ્તકને ક્ષતિરહિત બનાવવા માટે પૂરતા પ્રયત્નો કર્યા છે, તેમ છતાં શિક્ષણમાં રસ ધરાવનાર વ્યક્તિઓ પાસેથી સૂચનો આવકાર્ય છે.

| ડૉ. આર. યુ. પુરોહિત | ડૉ. ભરત પંડિત | ડૉ. નીતિન પેથાણી |
|---|---|---|
| નિયામક | નિયામક | કાર્યવાહક પ્રમુખ |
| (જી.સી.ઈ.આર.ટી.) | (પાઠ્યપુસ્તક મંડળ) | (પાઠ્યપુસ્તક મંડળ) |

તા. 3-3-2015 ગાંધીનગર

**પ્રથમ આવૃત્તિ : ૨૦૧૪, પુનઃમુદ્રણ : ૨૦૧૫**

**પ્રકાશક :** ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, 'વિદ્યાયન', સેક્ટર ૧૦-એ, ગાંધીનગર વતી **ડૉ. ભરત પંડિત**, નિયામક

**મુદ્રક :**

# મૂળભૂત ફરજો

ભારતના દરેક નાગરિકની ફરજ નીચે મુજબ રહેશે :*

(ક) સંવિધાનને વફાદાર રહેવાની અને તેનાં આદર્શો અને સંસ્થાઓનો, રાષ્ટ્રધ્વજનો અને રાષ્ટ્રગીતનો આદર કરવાની;

(ખ) આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડતને પ્રેરણા આપનારા ઉમદા આદર્શોને હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાની અને અનુસરવાની;

(ગ) ભારતનાં સાર્વભૌમત્વ, એકતા અને અખંડિતતાનું સમર્થન કરવાની અને તેમનું રક્ષણ કરવાની;

(ઘ) દેશનું રક્ષણ કરવાની અને રાષ્ટ્રીય સેવા બજાવવાની હાકલ થતાં, તેમ કરવાની;

(ચ) ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા સાંપ્રદાયિક ભેદોથી પર રહીને, ભારતના તમામ લોકોમાં સુમેળ અને સમાન બંધુત્વની ભાવનાની વૃદ્ધિ કરવાની, સ્ત્રીઓના ગૌરવને અપમાનિત કરે તેવા વ્યવહારો ત્યજી દેવાની;

(છ) આપણી સમન્વિત સંસ્કૃતિના સમૃદ્ધ વારસાનું મૂલ્ય સમજી તે જાળવી રાખવાની;

(જ) જંગલો, તળાવો, નદીઓ અને વન્ય પશુપક્ષીઓ સહિત કુદરતી પર્યાવરણનું જતન કરવાની અને તેની સુધારણા કરવાની અને જીવો પ્રત્યે અનુકંપા રાખવાની;

(ઝ) વૈજ્ઞાનિક માનસ, માનવતાવાદ તથા જિજ્ઞાસા અને સુધારણાની ભાવના કેળવવાની;

(ટ) જાહેર મિલકતનું રક્ષણ કરવાની અને હિંસાનો ત્યાગ કરવાની;

(ઠ) રાષ્ટ્ર પુરુષાર્થ અને સિદ્ધિનાં વધુ ને વધુ ઉન્નત સોપાનો ભણી સતત પ્રગતિ કરતા રહી, વૈયક્તિક અને સામૂહિક પ્રવૃત્તિનાં તમામ ક્ષેત્રે શ્રેષ્ઠતા હાંસલ કરવાનો પ્રયત્ન કરવાની;

(ડ) માતા-પિતાએ અથવા વાલીએ ૬ વર્ષથી ૧૪ વર્ષ સુધીની વયના પોતાના બાળક અથવા પાલ્યને શિક્ષણની તકો પૂરી પાડવાની.

* ભારતનું સંવિધાન : કલમ ૫૧-क

# અનુક્રમણિકા



## પાઠ્યપુસ્તકમાં વપરાયેલાં ખાસ ચિહ્નોની ઓળખ





વાંચો :



વિચારો અને કહો :

નાનું બજાર હતું. અનેક દુકાનો હતી. એમાં એક રમકડાંની દુકાન હતી. નાનાં-મોટાં રમકડાં. જાતજાતનાં રમકડાં. એક દિવસની વાત છે. બજારમાં એક તોફાની ઘોડો આવી ગયો. આખા બજારમાં તેણે દોડમદોડ કરી મૂકી.



અવલોકન :



ચર્ચા :





## વાંચો :

દુકાન ફેંદાઇ ગઈ હતી.

આખું બજાર પણ ફેંદાઇ ગયું હતું.

ઘોડો તોફાન મચાવી ભાગી ગયો હતો.

રાજુએ સસલાને મદદ કરી. વિરલે પણ મદદ કરી.

સસલાભાઈ રમકડાં ગોઠવતા હતા.

કેટલાંક રમકડાં તૂટી ગયાં હતાં. કેટલાક ગંદા થઈ ગયાં હતાં.

સસલાની દુકાનમાં રમકડાં ગોઠવાઈ ગયાં.



## લખો :



## વાંચો :

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધોવું | | નાચવું | નચાવવું | બોલવું | |
| | વંચાવવું | રમવું | | કરવું | |
| ગાવું | | ચરવું | | ડરવું | |
| | નવડાવવું | માંગવું | | ભરવું | |
| | | હસવું | | કૂદવું | |



લખો :



વાંચો :

| વાહન | પશુ | પંખી | શાકભાજી |
|---|---|---|---|
| | | | |
| | | | |
| | | | |
| | | | |
| | | | |
| | | | |



લખો :



વાંચો :

| | | | |
|---|---|---|---|
| શિંગડાં હોય. | | | |
| પગ હોય. | | | |
| પૂંછડી હોય. | | | |
| પાંખો હોય. | | | |
| બે પગ હોય. | | | |
| ચાર પગ હોય. | | | |



વાંચો :



વિચારો અને કહો.

| | | | |
|---|---|---|---|
| કમળ | બારમાસી | સાઇકલ | ગુલાબ |
| ખટારો | ગુલાબ | બસ | રિક્ષા |
| મોટર | પુસ્તક | ચૉક | ડસ્ટર |
| રીંગણ | વિમાન | ટમેટું | ગાજર |
| પેન | પેન્સિલ | ટેબલ | રબર |



વાંચો :



લખો :

| | |
|---|---|
| સાઇકલ | આ મારી સાઇકલ છે. |
| | |
| | |
| | |
| | |



## રંગ પૂરો :







## વિચારો અને કહો.



## લખો :




| શું મળે ? |
|---|
| |
| |
| |
| |
| |
| |



## ગીત :

દીવાસળીનાં ખોખાં લીધાં,
તેના તો મેં ડબ્બા કીધા.

સૌથી આગળ મોટું ખોખું,
બનાવી દીધું એન્જિન મોટું.

સીટી વાગે પૂપ પૂપ,
ગાડી ચાલે છુક છુક.

ભકભક એન્જિન ચાલ્યું જાય,
પાછળ ડબ્બા દોડ્યા જાય.

જાતાં જાતાં આવી ભીંત,
ધડાક ! અથડાયું એન્જિન.

એન્જિનના તો ભુક્કા થયા,
દરેક ડબ્બા છૂટા થયા.

ડબ્બા મટીને ખોખાં થયાં,
અમે રમત રમી રહ્યાં.



વિચારો અને કહો.



લખો :

# દવાની દુકાન



## શું મળે ?

# ૨. માજીને ખાવાં પાઉંભાજી

 વાર્તા :

 વાંચો :



એક હતાં માજી. તેમને પાઉંભાજી ખાવાં હતા. તેમણે હાથમાં થેલી લીધી અને શાકભાજી લેવા ખેતરે ગયાં. ખેતરમાં તો સરસ મજાનાં તાજાં-લીલાં શાકભાજી !

માજી કહે, **‘આવો, તાજાં શાકભાજી !**
**આવો, લીલાં શાકભાજી,**
**માજીને ખાવાં પાઉંભાજી.’**

કોબીજ અને ફલાવર દડબડ દોડતાં માજીની થેલીમાં બેસી ગયાં. માજી કહે,



**'આવો, તાજાં શાકભાજી !**
**આવો, લીલાં શાકભાજી,**
**માજીને ખાવાં પાઉંભાજી.'**

દૂધી કહે, 'માજી, મને લઈ જાઓ.'

માજી કહે, 'ના. આજે તારું કામ નથી. હું હલવો બનાવું ત્યારે તું આવજે !'



માજીને આદુ અને વટાણા કહે, 'અમે આવીએ ?'

માજી કહે, 'હા તમારી જરૂર છે, તમારા વગર પાઉંભાજી નહિ બને. માજીએ આદુ અને વટાણા લીધાં.' માજી આગળ ગયાં અને બોલ્યાં,

**'આવો, તાજાં શાકભાજી !**
**આવો, લીલાં શાકભાજી,**
**માજીને ખાવાં પાઉંભાજી.'**

ત્યાં તો લાલ લાલ ટમેટાં, ધાણા-લસણ, તીખાં લીલાં મરચાં અને લીલી ટોપીવાળાં રીંગણાં આવીને માજીની સામે ઊભાં રહ્યાં.

માજીએ આ બધાંને થેલીમાં મૂકી દીધાં.

માજી કહે, **'આવો, તાજાં શાકભાજી !**

**આવો, લીલાં શાકભાજી,**

**માજીને ખાવાં પાઉંભાજી.'**

માજીએ ડુંગળી-બટાકાને બહુ બૂમો પાડી, એ તો જમીનમાં જ હતાં. સાંજ પડી. અંધારું થઈ ગયું. ડુંગળી-બટાકા ન મળ્યાં. માજી નિરાશ થઈ ઘર તરફ ચાલવા લાગ્યાં. રસ્તામાં શાકભાજીની દુકાન આવી. અચાનક દુકાનમાંથી અવાજ સંભળાયો : 'માજી, અમને તો લઈ જાઓ...'

માજી ડુંગળી અને બટાકાનો અવાજ ઓળખી ગયાં. માજી ખુશ થઈ ગયાં. માજીએ ખૂબ વહાલથી તેમને હાથમાં લીધાં. ત્યારે બટાકા બોલ્યા. 'પણ માજી, અમને ચપ્પુથી કાપશો નહિ, હોં !' ડુંગળી કહે, 'મને ચપ્પુથી કાપશો ને... તો... હું તમારી આંખમાં પાણી લાવી દઈશ. હું તમને રડાવ્યા વિના નહિ રહું... હા... !' માજી રાજી થતાં ઘરે ગયાં.

ઘરે પહોંચી માજીએ શાકભાજી ધોયાં. હોંશથી તેમણે પાઉં સાથે ખાવા માટેની ભાજી બનાવી. માજીએ પડોશીને પણ ભાજી આપી સૌએ આનંદથી ભાજી ખાધી. માજીએ ખાધાં પાઉંભાજી.



લખો :

(૧) ખેતરમાં કયાં કયાં શાકભાજી હતાં ?

(૨) શાકભાજી લેવા માટે માજી શું કહેતાં હતાં ?

(૩) શાકભાજી લાવીને માજીને શું બનાવવું હતું ?



**લખો :**



**ગીત :**

| | |
|---|---|
| દૂધી | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |
| | સાથે શાક થાય, બટાકા રે બટાકા... |



**વિચારો અને કહો :**



**લખો :**

| શું તરે ? | શું ડૂબે ? |
|---|---|
| | |
| | |
| | |
| | |



## મેદાનની રમત :






## લખો :

ટમેટાંનો રંગ લાલ છે.

ટમેટું ખાટું-મીઠું હોય છે.











प्रवृत्ति :



ચર્ચા :





વિચારો અને કહો :



લખો :

| | | |
|---|---|---|
| વાહન | | |
| શાકભાજી | | |
| ફળ | | |
| ફૂલ | | |



## વાંચો :

આજે ઉજાણી છે. મોહન નો હલવો લાવ્યો. મીના નો હલવો લાવી. સકીના , અને નું શાક લાવી. હર્ષવી પૂરી લાવી. સેજલે અને સમારીને મૂક્યાં. સૌને ખાવાની ખૂબ મજા પડી. સૌને ઉજાણીની મજા પડી.



## કોયડો :

| | |
|---|---|
| ____ ધી | કા ___ ___ |
| ____ બીજ | ____ મે ____ |
| ડુંગ ____ | રીં ____ ણ |
| વ ____ ણા | ___ ___ ડી |
| ડુંગ ____ | રીં ____ ણ |
| પ___વ____ | તૂ ____ યાં |



## કોયડો :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કા | ક | ડી | રા | મ | લ | દૂ | ધી |
| રે | કા | રે | લાં | લ | તા | રીં | મ |
| કા | ગ | કો | બી | જ | મ | ગ | ર |
| રીં | ગ | ટા | ટ | પા | કા | કા | ચું |
| ગ | ભીં | જ | મે | ટા | વ | લા | કુ |
| ણ | ડા | ળ | બ | ટાં | વ | ટા | ણા |



## લખો :

| | |
|---|---|
| મરચું | |
| | |
| | |
| | |



**વિચારો અને કહો :**



**લખો :**

| | |
|---|---|
| ઝાડ છે ખેતરમાં. | ખેતરમાં ઝાડ છે. |
| છે મને ભાવે ભીંડા | |
| ખાધાં મેં ભજિયાં આજે | |
| શાકભાજી લીધાં લારીમાંથી | |
| શાક ખાધાં અમે પૂરી અને | |
| ગયાં બાળકો પ્રવાસમાં આજે | |



**વાંચો :**

માજી પાઉંભાજી માટે ગાતાં હતાં,

**'આવો, તાજાં શાકભાજી !**
**આવો, લીલાં શાકભાજી,**
**માજીને ખાવાં પાઉંભાજી.'**



**વિચારો અને કહો :**



**લખો :**










# ૩. આપણો તહેવાર



વાર્તા :



વાંચો :

જાન્યુઆરી મહિનાની ૨૬મી તારીખ હતી. ધ્વજવંદનની તૈયારીઓ ચાલતી હતી.

બધાંના ચહેરા પર ખૂબ જ આનંદ હતો. શિશિર વહેલો ઊઠી નિશાળે આવ્યો હતો. અનવર, યતીન અને માયા તોરણ બાંધતાં હતાં. કુસુમ અને વિપુલ સફાઈ કરતાં હતાં. ગામના આગેવાનો પણ આવી ગયા હતા.



અવલોકન :



ચર્ચા :





લખો :



વાંચો :

| | |
|---|---|
| દિવાળી | સૌ દીવા પ્રગટાવે છે. |
| ૨૬ જાન્યુઆરી | |
| ઈદ | |
| નવરાત્રી | |
| સંવત્સરી | |
| નાતાલ | |



વાંચો :

લાંબી સિસોટી વાગી. બધાં ગોઠવાઈ ગયાં. 'સાવધાન-વિશ્રામ' નો હુકમ અપાયો. સરપંચના હાથે ધ્વજ ફરકાવાયો. સૌએ સલામી આપી. રાષ્ટ્રગીતનું ગાન થયું.

સેજન, મોનિકા અને ગોપીએ ગીત ગાયું અને અભિનય કર્યો. નીલુએ નાટકમાં ભાગ લીધો હતો. નાટક, ગરબા અને અભિનય જોવાની સૌને ખૂબ જ મજા પડી. દેશભક્તિનાં વિવિધ ગીતો ગવાયાં. છોકરાંને ઈનામ અપાયાં.



## અવલોકન :





## વિચારો અને કહો :



## લખો :

| | |
|---|---|
| બગીચામાં લાલ ફૂલ છે. | |
| લાલ ફૂલ ક્યાં છે ? | બગીચામાં કેવાં ફૂલ છે? |
| શાળામાં રમતસ્પર્ધા છે. | |
| | |
| ઘરે મહેમાન આવવાના છે. | |
| | |
| નદીમાં માછલીઓ છે. | |
| | |



**વાંચો :**



**વિચારો અને કહો :**

ભારત આપણો દેશ છે. આપણા દેશનો રાષ્ટ્રધ્વજ ત્રણ રંગનો છે. સૌથી ઉપર કેસરી રંગ છે. વચ્ચે સફેદ રંગ છે. સૌથી નીચે લીલો રંગ છે. સફેદ રંગની વચ્ચે ☸ દેખાય છે. તે ☸ માં ચોવીસ આરા છે. 🇮🇳 મારી શાળામાં ફરકાવવામાં આવે છે. મને 🇮🇳 ખૂબ ગમે છે.



**લખો :**

રાષ્ટ્રધ્વજમાં ત્રણ રંગ છે.



લખો :

રાધાને ચૉકલેટ ભાવે છે.

| | | |
|---|---|---|
| પેંડા | જલેબી | ગોળ |



ઈકબાલને ઈદનો તહેવાર ગમે છે.

| | | |
|---|---|---|
| | | |



દિવાળીમાં નિશા રંગોળી બનાવે છે.

| | | |
|---|---|---|
| | | |



નવરાત્રીમાં રામજી ઢોલ વગાડે છે.

| | | |
|---|---|---|
| | | |



મનહરને ૨૬મી જાન્યુઆરી ગમે છે.

| | | |
|---|---|---|
| | | |

# ૪. નદી ઓળંગીએ



વાંચો :



ગીત :

સસલાભાઈ તો બીકણ ભારે, કાતરી ખાય પાન,
ઉંદરભાઈના મામા એ તો, લાંબા લાંબા કાન,
હરણું નાનું નમણું કેવું, ભરતું લાંબી ફાળ,
આંખો એની ચમકીલી, પવન સરખી ચાલ.



અવલોકન :



ચર્ચા :





વાંચો :

હાથી કહે, 'સસલાભાઈ, નદીને પેલે પાર મેળો ભરાયો છે.'

સસલું કહે, 'શી વાત કરો છો !'

હાથી કહે, 'હા, બધાં જાય છે. ચાલો... જલદી ચાલો.'

સસલું કહે, 'હા, ચાલો.' બોલતાં બોલતાં સસલું હાથી ઉપર બેસી ગયું. સાથે હરણ, વાંદરો અને જિરાફ પણ જોડાયાં. બધાં મેળામાં ગયાં. મેળામાં બધાંએ ખરીદી કરી. કોઈએ રમકડાં, કોઈએ ફુગ્ગા, કેટલાંકે ચકરડી અને કેટલાંકે મીઠાઈ લીધી. પિપૂડી, ચશ્માં, ચૉકલેટ પણ ઘણાંએ લીધાં. નદી ઓળંગી સૌ પોતાને ઘરે ગયાં.

સૌએ મેળામાં મજા કરી.





## રંગ પૂરો :

| | | | |
|---|---|---|---|
| મીઠું | લાકડું | બરફ | શાહી |
| ચૉકલેટ | ગોળ | રેતી | પેન્સિલ |
| પેન | પથ્થર | કાગળ | ઢાંકણ |



## વર્ગીકરણ :



## ચર્ચા :

| | | | |
|---|---|---|---|
| ભમરડો | પંખો | નોટબુક | ચંપલ |
| ફટાકડા | ટી.વી. | ચૉકલેટ | ઝાંઝર |
| ચકડોળ | હોડી | ચકડોળ | કપડાં |
| ચકરડી | લાડુ | શાકભાજી | બરફી |
| ફરકડી | નાસ્તો | રમકડાં | બરફ |



## પ્રવૃત્તિ :



## કોયડો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઘો | દો | વા | ર | રીં | છ | ટ |
| ડો | જિ | ઘ | હા | જી | ઊં | જ |
| લા | ય | રા | જ | થી | સ | શિ |
| હ | ર | ણ | ફ | ત | સ | યા |
| ચિ | ત્તો | વાં | સિં | હ | લું | ળ |
| કૂ | ત | દ | દ | મ | થા | લ |
| કૂ | ત | રો | વ | શે | ર | ઘ |



## લખો :

| | | |
|---|---|---|
| ઘોડો | | |
| | | |
| | | |
| | | |



લખો :



વાંચો :

| | | | |
|---|---|---|---|
| મેળામાં મળે | | | |
| મેળામાં ન મળે | | | |
| ઘરમાં મળે | | | |
| ઘરમાં ન મળે | | | |
| શાળામાં મળે | | | |
| શાળામાં ન મળે | | | |



ચર્ચા :



લખો :

- મેળામાં ચકડોળ હોય છે.
- 
- 
- 
- 
- 



## કોયડો :



## રંગ પૂરો :

● શાળામાં ● મેળામાં



























## લખો :



મને જવાનું મેળામાં ગમે



મને મેળામાં જવાનું ગમે.



ઘણી છે બજારમાં દુકાન





જવા માટે નથી દરવાજો આ





જંગલમાં પ્રાણી રહેનાર વાઘ છે





છે હાથી પ્રાણી મોટું સૌથી





ખાધી ગરમ મનીષે રોટલી





લખો :



વાંચો :

વિધિ શાળાએ જાય છે. નિધિ શાળાએ જાય છે.

વિધિ અને નિધિ શાળાએ જાય છે.

શિવાંગ રમે છે. દેવાંગ રમે છે.

અફસાના ગીત ગાય છે. મરિયમ ગીત ગાય છે.

સંગીતા અને રાજુ રંગોળી બનાવે છે.

સંગીતા રંગોળી બનાવે છે.

શબાના અને પૂજા વાર્તા સાંભળે છે.



**કોયડો :**



**વિચારો અને કહો :**

| | | | |
|---|---|---|---|
| કાંસકો | ફ્રોક | ડોલ | ટેબલ |
| પ્લાસ્ટિક | કપડાં | દીવા | લાકડું |
| રૂમાલ | દાદાની લાકડી | માટી | ચમચી |
| રમકડું | પાટલી | વેલણ | માટલું |



**વાંચો :**

રાજવી બજારમાં ગઈ. તેની સાઇકલને પંક્ચર થયું.

રાજવી દુકાને પહોંચી.

રાજવી : 'ભાઈ, પંક્ચર બનાવી આપશો ?'

પંક્ચરવાળો : 'હા, બનાવી આપીશ.'

રાજવી : 'જલદી કરજો હોં.'

પંક્ચરવાળો : 'હા, આ ગાડીનું કામ પતે એટલે.'

રાજવી : 'બહુ સમય નહિ લાગે ને ?'

પંક્ચરવાળો : 'ના, સાઇકલમાં વાર નહિ લાગે.'

 અવલોકન :

 વાંચો :



રાજવી : 'જરા જલદી કરજો હોં... મારે મોડું થાય છે.'

પંક્ચરવાળો : 'હા... હા... તરત જ.'

રાજવી : 'કેટલા રૂપિયા થશે ?'

પંક્ચરવાળો : 'એક પંક્ચરના પાંચ રૂપિયા.'

રાજવી : 'ભલે.'

પંક્ચરવાળાએ પંક્ચર કરી આપ્યું. રાજવી પોતાની સાઇકલ લઈને ઘરે ગઈ.



## કોયડો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કા | મ | ગા | ય | હા | પ | ટી |
| ચ | ક | ત | જ | થી | લી | ઝે |
| બો | ખે | સિં | હ | વાં | દ | રો |
| ર | મેં | થી | દો | હ | ભેં | ર |
| મા | ઘ | મ | ગ | ર | ક | સ |
| છ | ભે | પ | ગા | બ | રીં | છ |
| લી | બિ | સા | ય | દે | બા | ક |
| દ | લા | બ | ચિ | મી | ડ | સ |
| ત | ડી | ર | સ | ત્તો | પ | કો |



## લખો :

| જંગલી પ્રાણીઓ | પાલતુ પ્રાણીઓ | પાણીમાં રહેતાં પ્રાણીઓ |
|---|---|---|
| | | મગર |
| | | |
| | | |

# ૫. વાહ... ભાઈ... વાહ... !



વાંચો :



વિચારો અને કહો :



એક હતો છોકરો.

તેને સૌ ભાઈ કહે.

ભાઈએ પાળ્યું મીંદડું.

વાહ... ભાઈ... વાહ !

મીંદડું જોવા દોસ્તો આવ્યા.

વાહ... ભાઈ... વાહ !

મમ્મીએ પૂછ્યું - શું ખાશો ?

વાહ... ભાઈ... વાહ !

ભાઈ કહે, 'મને ભાવે શીરો... વાહ... ભાઈ... વાહ !'

મીંદડું બોલ્યું, 'મ્યાઉં... મ્યાઉં... વાહ... ભાઈ... વાહ !'

ભાઈ કહે, 'મીંદડાને ભાવે દૂધ... વાહ... ભાઈ... વાહ !'

મમ્મી કહે, 'બધા મિત્રોને પૂછીને કહે કે કોને શું ભાવે ?'

મજા પડી... મજા પડી... ભાઈ અને દોસ્તોને મજા પડી.



લખો :

| નામ | શું ભાવે ? | શામાંથી બને ? | ગમતું પશુ | આ પશુ શું ખાય-પીએ ? | ગમતું પંખી | આ પંખી શું ખાય-પીએ ? |
|---|---|---|---|---|---|---|
| કોકિલા | શીરો | ઘઉં | બિલાડી | દૂધ | ચકલી | દાણા |
| | | | | | | |
| | | | | | | |
| | | | | | | |
| | | | | | | |
| | | | | | | |



લખો :

કોકિલાને શીરો ભાવે અને બિલાડીને દૂધ ભાવે.

કોકિલાને શીરો, બિલાડીને દૂધ અને ચકલીને દાણા ભાવે.



## વર્ગીકરણ :



## પ્રવૃત્તિ :

| | | | |
|---|---|---|---|
| વંદે ● | એક, દો તીન, ચાર... ○ | જય હો... ○ | ઝિંદાબાદ ○ |
| ગાંધીબાપુ ○ | વૃક્ષો વાવો ○ | ભારત દેશનો જયજયકાર. ○ | માતરમ્ ● |
| ભારત માતાકી ○ | આઝાદ હિન્દ ○ | વરસાદ લાવો. ○ | અમર રહો. ○ |



## વાંચો :



## વિચારો અને કહો :

| | |
|---|---|
| દોસ્ત આવ્યો. | દોસ્ત આવ્યા. |
| છોકરો બોલ્યો. | છોકરા બોલ્યા. |
| | |
| | |



## ગીત :



ઊગીને પૂર્વમાં, આથમતા પશ્ચિમે
સૂરજદાદા મને ગમતા જી રે !
ઊગતા સૂરજને આવો નમીએ તો
ડાબે ઉત્તર ને જમણે દક્ષિણ જી રે !
આથમતા સૂરજને આવો નમીએ તો
જમણે ઉત્તર ને ડાબે દક્ષિણ જી રે !
ઊગમણે નમો તો પશ્ચિમ પાછળ રે,
આથમણે નમો તો પૂર્વ પાછળ રે.



## કોયડો :



## લખો :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઉત્તર | ઉ | ત્ત | ર | પ | ડા | બે | |
| | દ | ક્ષિ | ણ | તા | શ્ચિ | જ | |
| | આ | વો | મ | ને | સૂ | મ | |
| | સુ | થ | પૂ | તી | ર | ણે | |
| | આ | પ્રી | તી | ર્વ | જ | લ | |



મેદાનની રમત :



વાંચો :



સૂરજ સવારે ઊગે છે. સાંજે આથમે છે. સૂરજ ઊગે તે દિશાને ઉગમણી દિશા કહેવાય. બપોરના સમયે સૂરજ માથા ઉપર દેખાય છે. સાંજ પડે એટલે સૂરજ આથમતો દેખાય છે. સૂરજ આથમે તે દિશાને આથમણી દિશા કહેવાય. સૂરજના ઊગવા અને આથમવાને આધારે દિશાઓ જાણી શકાય છે.



અવલોકન :



કોયડો :























કોયડો :



લખો :

| ઉગમણે | આથમણે | વચ્ચે |
|---|---|---|
| શાળા | ગાય | મંદિર |
| ગાય | | |
| ઢીંગલી | | |
| સાઈકલ | | |
| ઘડિયાળ | | |



કોયડો :



ગાયને શિંગડાં નથી.







## અવલોકન :





## ચર્ચા :



## લખો :

| | | | |
|---|---|---|---|
| ઉત્તર | દક્ષિણ | ઝાડ | દક્ષિણ |
| ઝાડ | બકરી | | |

| | | | |
|---|---|---|---|
| પૂર્વ | ...... | પશ્ચિમ | સૂરજ |
| | ગાય | | |



રંગ પૂરો :





વાંચો :



વિચારો અને કહો :

| | |
|---|---|
| સૌથી ઊંચું પ્રાણી કયું છે ? | આંબાના ઝાડ ઉપર કેટલાં ફળ છે ? |
| સૌથી વધારે કયાં પ્રાણીઓ છે ? | સૌથી નાનું પ્રાણી કયું છે ? |
| ડુંગર ઉપર કેટલાં મંદિર છે ? | ગાયો કેટલી છે ? |
| ડુંગરની નજીક શું શું છે ? | ચિત્રમાં એવું શું છે જે તમને ગમે છે ? |



## વાંચો :

મારું નામ રાજુ છે.
હું બીજા ધોરણમાં ભણું છું.
મારું ઘર ઉગમણી દિશામાં છે.
મારા ઘરની પૂર્વ દિશામાં રામજીભાઈ રહે છે.
મારા ઘરની પશ્ચિમ દિશામાં મહેશભાઈ રહે છે.
મારા ઘરની ઉત્તર દિશામાં મીનાબહેન રહે છે.
મારા ઘરની દક્ષિણ દિશામાં હરિભાઈ રહે છે.
મારું ઘર નિશાળથી પૂર્વ દિશામાં છે.



## લખો :

મારું નામ ________ છે.
હું ________ ધોરણમાં ભણું છું.
મારું ઘર ________ દિશામાં છે.
મારા ઘરની પૂર્વ દિશામાં ________ રહે છે.
મારા ઘરની પશ્ચિમ દિશામાં ________ રહે છે.
મારા ઘરની ઉત્તર દિશામાં ________ રહે છે.
મારા ઘરની દક્ષિણ દિશામાં ________ રહે છે.
મારું ઘર નિશાળથી ________ દિશામાં છે.



લખો :



વાંચો :

| મિત્રનું નામ | પિતા | માતા | ભાઈ | બહેન |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |



લખો :

| | | | |
|---|---|---|---|
| બહેન | વાંચીશ | ભાગું | |
| દોડું | | બોલું | |
| આપું | | માપું | |
| કાપું | | છાપું | |



## કોયડો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પ | લ | સિં | હ | બ | સો | સિં |
| ગા | ય | વ | લ | ળ | નુ | ગ |
| પી | કા | વા | ઘ | દ | પો | ગ |
| મો | ર | દૂ | લી | સ | પ | કૂ |
| બ | ક | રી | ક | સ | ટ | ત |
| કા | બ | ર | ચ | લું | ર | રું |



## લખો :

- શબ્દનો ઉપયોગ કરી વાક્ય લખો :

| | |
|---|---|
| વાઘ | વાઘ જંગલમાં રહે છે. |
| | |
| | |
| | |
| | |
| | |
| | |
| | |



## અભિનય :







## વિચારો અને કહો :



## લખો :

(૧) કેરીના બીજને શું કહેવાય ?

(૨) તમે બીજાં કયાં કયાં બીજ જોયાં છે ?

(૩) બીજ વાવ્યા પછી શું કરવું જોઈએ ?

(૪) નાની નાની કેરીઓને શું કહેવાય ?



લખો :



વાંચો :

| | | | |
|---|---|---|---|
| કાચી | કેરી | પાકી | કેરી |
| | બોર | | બોર |
| | પપૈયું | પાકું | |
| | કેળાં | | કેળાં |
| | ઘડો | પાકો | |



વિચારો અને કહો :



લખો :

- તમે મિત્રો સાથે શું-શું ખાઓ છો ?

| | | | |
|---|---|---|---|
| | | | |
| | | | |
| | | | |
| | | | |



## કોયડો :



## વિચારો અને કહો :

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | તં | ગ | દા | દ | ર | બ | ત | ક | કી | કુ | કૂ |
| બ | પૈ | યા | સ | ડ | ક | દા | દા | જી | ચિ | ચી | ચુ |
| ધા | રિ | યું | પ્ર | ણા | મ | સ | લા | મ | ફા | ફિ | ફી |

પપૈયું



## ગીત :



## વિચારો અને કહો :

નામ છે મારું વડદાદા,
મારી ડાળીએ ટેટા સદા.
નાનું ફળ ને નાનું બીજ,
એમાં સમાયું મારું નિજ.
મારી મજાની વડવાઈ,
દાતણ કરે બેની ને ભાઈ,
હીંચવા સૌ આવે છે રોજ,
વડવાઈને પણ આવે મોજ,
મારી ઉપર પંખીના માળા,
સૌનાં કરું હું તો રખવાળાં.
ઊભો છું ગામને પાદર,
સૌ કોઈ આપે મને આદર.



## વાંચો :

ઉનાળાના દિવસો હતા. જૈના અને નિશાંત આંબાવાડિયામાં ગયાં. અનેક આંબા. બધા ઉપર કેરી. જૈના અને નિશાંત આંબાવાડિયામાં રમતાં હતાં. જૈના કહે, 'નિશાંત, ચાલ આપણે કેરી તોડી લઈએ.'

નિશાંત કહે, 'ના, આ કેરી તો લીલી છે. કાચી કેરી ખાવાની મજા ન પડે.'

જૈના કહે, 'મને તો કાચી કેરી ખાવી ગમે છે. આ નીચે પડેલી કેરી હું લઈ લઉં છું.'

નિશાંત કહે, 'તને ભાવતી હોય તો લે. હું તો આ કેરી પાકશે એટલે ખાઈશ.'

જૈના કહે, 'કેમ પાકી કેરી જ ખાઈશ ?'

નિશાંત કહે, 'પાકી કેરીનો રસ ચૂસવાની મજા પડે.'

કેરી કહે, 'નિશાંત,મને તારી સાથે લઈ જા ને.'

નિશાંત કહે, 'ના... ના... હું તને નહિ લઈ જાઉં.'

કેરી કહે, 'કેમ ?'

નિશાંત કહે, 'તારો રંગ લીલો છે. તું પીળી થઈશ ત્યારે હું તને લઈ જઈશ.'



## અવલોકન :





## લખો :

| | |
|---|---|
| લીમડો | લીમડાની ડાળે ચકલી હતી. |
| | |
| | |
| | |
| | |
| | |
| | |



વાંચો :



લખો :

| | |
|---|---|
| લીમડાનાં પાન નાનાં. | વડનાં પાન મોટાં. |
| | |
| લીમડાને લીંબોળી હોય. | વડને ટેટા હોય. |
| | |



લખો :

| | | | |
|---|---|---|---|
| • ઠળિયાવાળાં ફળ | | | |
| • કેરી કરતાં મોટાં ફળ | | | |
| • લાંબાં ફળ | | | |
| • ખાટાં ફળ | | | |
| • ગોળ ફળ | | | |
| • મીઠાં ફળ | | | |
| • કેરી કરતાં નાનાં ફળ | | | |



## વાંચો :

માટીમાં દટાઈને બીજ પડયું હતું.

વરસાદ પડયો. માટી ભીની થઈ. બીજ ભીનું થયું. બે-ત્રણ દિવસ થયા. બીજ બહાર દેખાયું

બીજની નીચે મૂળ નીકળ્યાં. ઉપર એક અંકુર ફૂટ્યો. અંકુર ને બે-ત્રણ પાન ફૂટયાં.

જમીનમાં મૂળ વધતાં ગયાં. નાની ડાળખીઓ પણ ફૂટી. પાન ફૂટ્યાં. છોડ મોટો અને ઊંચો થવા માંડ્યો. થડ જાડું થયું. ડાળીઓ જાડી થતી ગઈ. નવી ડાળીઓ વધતી ગઈ.



## વિચારો અને કહો :



## લખો :

| | |
|---|---|
| ઝાડ | મારી શાળામાં કેટલાંક ઝાડ છે. |
| પાન | |
| ફળ | |
| ફૂલ | |
| ડાળી | |
| થડ | |



## વાંચો :

નર્મદા નદી કિનારે આવેલું ગામ.
તેનું નામ શુકલતીર્થ.
આ ગામની પાસે વડનું ઝાડ છે.
આ ઝાડ ખૂબ જ મોટું છે.
તેનું થડ જડે તેમ નથી.
આ વડને અનેક વડવાઈઓ છે.
તેના ઉપર છોકરાં હીંચકા ખાય છે.
આ વડનું નામ છે – 'કબીર વડ'.



## કોયડો :



## લખો :

| કોયડો | લખો |
| --- | --- |
| મારા ફળને બધાં ટેટા કહે છે. | |
| મારા ફળને બધાં લીંબોળી કહે છે. | |
| મારા ફળમાં કાળાં બી હોય છે. | |
| મારા ફળમાં પાણી ભરેલું હોય છે. | |
| હું બધાંને કેરી આપું છું. | |
| હું એક ફળ છું. મારે બીજ નથી. | |
| હું વેલા પર થતું એક ફળ છું. | |

# ૮. રજાની મજા



વાંચો:



ચર્ચા :

રવિવારનો દિવસ હતો. મુન્નાને શાળામાં રજા હતી. રજા એટલે મુન્નાને મજા. મુન્નાની મમ્મી વહેલી ઊઠી હતી. મુન્નો નહાઈને તૈયાર હતો. તે ટી.વી. જોવા બેઠો હતો. મમ્મી પણ તૈયાર થઈ. મુન્નાને કહ્યું, 'ચાલ દવાખાને.' મુન્નો ટી.વી. જોવામાં મસ્ત હતો. મમ્મીએ ફરીથી કહ્યું, 'મુન્ના, ટી.વી. બંધ કર. ચાલ આપણે જઈએ.' મુન્નાએ પૂછ્યું, 'ક્યાં ?' મમ્મી કહે : 'દવાખાને.'

**પોલિયો બુથમાં આપનું સ્વાગત છે.**



દો બૂંદ જિંદગી કી



લખો :

તમારા ઘરથી દવાખાના સુધી પહોંચતાં વચ્ચે શું-શું આવે છે ?

- ____ ____ ____

બહારગામ જવા માટે ક્યાં ક્યાં વાહનોનો ઉપયોગ થાય છે ?

- ____ ____ ____

તમને ગમતાં કોઈ પણ ત્રણ વાહનોનાં નામ લખો.

- ____ ____ ____



## કોયડો :

| | | | |
|---|---|---|---|
| બે પૈડાં હોય. | સાઈકલ | | |
| ત્રણ પૈડાં હોય. | | | |
| ચાર પૈડાં હોય. | | | |



## ખૂટતી વિગત લખો :

આશાના પિતાજી શિક્ષક છે. તે શાળાએ જાય છે.

રહીમની મમ્મી ________ છે, તે દવાખાને જાય છે.

માકાભાઈ ________ છે, તે પોસ્ટઑફિસે જાય છે.

હું ________ બનીશ. હું ________ એ જઈશ.



**વાંચો:**



**વિચારો અને કહો :**

સ્મિતા એની મમ્મી સાથે બજારમાં જતી હતી. તેણે એક ગલૂડિયું જોયું. સ્મિતાને ગલૂડિયું ખૂબ ગમ્યું. ગલૂડિયાને સ્મિતાએ પાસે બોલાવ્યું. તે ન આવ્યું. ગલૂડિયાને પગમાં વાગ્યું હતું.

મમ્મી અને સ્મિતા ગલૂડિયાની પાસે ગયાં. મમ્મી કહે, 'સ્મિતા, તું આ શાકભાજીની થેલી પકડ.' સ્મિતા કહે, 'આ ગલૂડિયાનું શું થશે ?' મમ્મી કહે : 'તું ચિંતા ન કર, આપણે ગલૂડિયાની દવા કરાવીશું.'



**વિચારો અને કહો :**



**અભિનય:**





## વાંચો:

- હું દવાખાને ગયો.
- ______ નિશાળે ગઈ.
- અમે ______ લઈ મેદાને ગયા.



## લખો :

- રેશમા રિક્ષામાં______ ગઈ.
- ______નહાવા માટે નદીએ ગયો.
- પપ્પા ફૂલ લઈને ______ એ ગયા.



## વર્ગીકરણ :

## ચર્ચા :

- શાકભાજી લેવાં.








- પૈસા જમા કરાવવા.










- કાગળ પહોંચાડવા.












ચર્ચા :








વાંચો:



લખો :

| | |
|---|---|
| પાણી ભરવું. | હું ઘરમાં પાણી ભરું છું. |
| કચરો વાળવો. | |
| શાકભાજી સુધારવાં. | |
| દફતર ગોઠવવું. | |
| વાસણ ગોઠવવાં. | |
| કપડાં ધોવાં. | |
| રમકડાં રમવાં. | |
| મેદાનમાં રમવું. | |
| નિશાળે જવું. | |

# ૯. ચાંદામામા



વાંચો :



ચર્ચા :

ચાંદામામાને તો મજા જ છે ને !
ફાવે ત્યારે આવવાનું ને ફાવે ત્યારે જવાનું...
કોઈ દિવસ વહેલા આવે.
કોઈ દિવસ મોડા આવે...
હા, કોઈ દિવસ તો આવતા જ નથી !
આવે તો પણ... થોડા દિવસ નાના,
તો થોડા દિવસ મોટા.



- **ચાંદામામાનો જવાબ...**

તમારી વાત સાચી છે. નાના-મોટા થવું એ મારી કલા છે. વહેલા-મોડા આવવું એ મારો સ્વભાવ છે. મને સૂરજની દોસ્તી ગમે છે. તમારી સાથે રમવું પણ ગમે છે.

જુઓ, સૂરજ આવવાનો સમય થઈ ગયો છે. તે નિયમિત છે. સવારે આવે અને સાંજે જાય.



ગીત :

**ચાંદામામા ચાંદામામા**
**જલદી જલદી આવો સામા,**
**ચાલો, રમીએ સંતાકૂકડી**
**તારાઓની પાડો ટુકડી.**



## મેદાનની રમત :







ચર્ચા :



લખો :

| ટુકડી પાડીને રમાતી રમતો | ટુકડી પાડ્યા વગર રમાતી રમતો |
|---|---|
| | |
| | |
| | |
| | |



વાંચો :



રંગ પૂરો :

પારુલ ચાલી ચાંદો ચાલ્યો,
ચાંદો ચાલ્યો પારુલ સાથે,
પારુલ દોડી ચાંદો દોડ્યો,
ચાંદો દોડ્યો પારુલ સાથે.
પારુલ કૂદી ચાંદો કૂદયો,
ચાંદો કૂદયો પારુલ સાથે.
પારુલ અટકી ચાંદો અટક્યો,
ચાંદો અટક્યો પારુલ સાથે.





લખો :

- દોડી | દોડ્યો

  સકીના દોડી. | સુલેમાન દોડ્યો.

  સકીના અને સુલેમાન દોડ્યાં.

- રમી | રમ્યો

  હું ....... તું ..........

  હું અને તું ...............

- ચાલી : ...............

  નિશા ................. નીરજ ...............

  ............ અને ............. ચાલ્યાં.



લખો :

| | |
|---|---|
| તારો | તારા |
| ચણો | |
| ભારો | |



વાંચો :

| | |
|---|---|
| • ઘોડો | |
| • દાણો | |
| • ડબ્બો | |



લખો :

સૂરજ : હું સૂરજ છું. સવારે આવું છું.
ચંદ્ર મારો દોસ્ત છે.
તે રાતે અને ક્યારેક દિવસે આવે છે.



ચંદ્ર : હું ચંદ્ર છું.



તારા : અમે તારા છીએ.





## ગીત :



નીચે ઊતર્યા ચાંદામામા,
અગાસી પર નાખ્યા ધામા.
આવ્યાં ઘરનાં નાનાં-મોટાં,
સૌના મેં તો પાડ્યા ફોટા.



## લખો :

_______________________________________________

_______________________________________________

_______________________________________________

_______________________________________________



## પ્રવૃત્તિ :







## કોયડો :

| નામ | ગોળ કે લાંબું | રંગ | વાક્ય |
|---|---|---|---|
| સૂરજ | | | |
| ચાંદો | | | |
| પેન્સિલ | | | |
| મોસંબી | ગોળ | પીળો | મોસંબી ગોળ અને પીળી હોય છે. |
| સાપ | | | |



## વાંચો :

સૂરજ સવારે ઊગ્યો. ફરવા નીકળ્યો. સવારે સૌ દાતણ કરતાં, નહાતાં અને તૈયાર થતાં હતાં. સૂરજે ઝાડ જોયાં, ડુંગરા જોયા, નદી જોઈ. શાળા જોઇ. અહીં છોકરાં ભણતાં હતાં. ગીત ગાતાં અને છોકરાંને રમતાં જોઈ સૂરજ વાદળ પાછળ સંતાઈ ગયો. થોડીવાર પછી તે વાદળ પાછળથી નીકળી આગળ વધ્યો. સાંજ થવા આવી. સૌ પશુ-પંખી પોતાનાં રહેઠાણ તરફ આવતાં હતાં. થોડીવારમાં અંધારું થઈ ગયું.



## ચર્ચા :



## લખો :

- સવારે ઘરેથી નિશાળે આવ્યા ત્યારે તમે શું-શું જોયું ?

# ૧૦. સરસ... સરસ...



કોયડો :



અવલોકન :

સસલું

બકરી

વિમાન

હાથી

ગાય

સિંહ

વાઘ



લખો :



વાંચો :

| | |
|---|---|
| સસલું | સસલું ધોળું છે. |
| પોપટ | |
| કાગડો | |
| સાઇકલ | |



અભિનય :





પ્રવૃત્તિ :





અભિનય :





## લખો :

- તીખી હોય તેવી શાકભાજી
- ખેતીકામમાં ઉપયોગી થતું પાણી
- દૂધ આપતું ત્રણ અક્ષરનું પ્રાણી
- ઊભું ઊભું ઊંઘી લેતું પ્રાણી
- પીળું અને લીલું હોય તેવું ફળ
- કાચી ખાઈ શકાય તેવી શાકભાજી
- પાણી અને જમીન ઉપર રહેતું પ્રાણી



## મેદાનની રમત :



## ચર્ચા :





ચર્ચા :



અવલોકન :









કોયડો :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લ | પુ | સ્ત | ક | બા | ટ | ર |
| રીં | ગ | ણ | ઝા | ગે | ખુ | વી |
| પં | ખો | ટે | ડ | સૂ | ર | જ |
| મો | ર | બ | ટા | કા | શી | ળી |
| ચં | દ્ર | લ | ન | કા | ગ | ળ |
| ચ | મ | ચી | મ | પે | ન | મ |

બટાકા

